'દેલવાડાકર' સીરિઝ. ૭૫૨

બાળ ગ્રંથાવળી નંબર ૭.

# બેલિયન રૂઢીના આધારે

# બાળ-ઉદ્યોગ

અથવા

# શિશુ-શિક્ષણ

THE PARADISE OF CHILDHOOD ઉપરથી

( સંક્ષિપ્ત કવિતામાં. )

રચનાર

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

કિન્ડરગાર્ટન રૂઢીના શિક્ષક તથા ગ્રંથકર્તા.

મુંબઈ:

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૮૯૯.

'દેલવાડાકર' સીરિઝ.

બાળ ગ્રંથાવળી નં૦ ૭.

# ફ્રૉબેલિયન રૂઢીના આધારે

# બાળ-ઉદ્યોગ

અથવા

# શિશુ-શિક્ષણ.

THE PARADISE OF CHILDHOOD ઉપરથી

( સંક્ષિપ્ત કવિતામાં. )

રચનાર


ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

કિન્ડરગાર્ટન રૂઢીના શિક્ષક તથા ગ્રંથકર્તા.



મુંબઈ:

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૮૯૯.

# અર્પણ

કિન્ડરગાર્ટન રૂઢીના ચુસ્ત હિમાયતી
મહુસ્થો, અને આ રૂઢીથી ગમ્મત
સાથે જ્ઞાન મેળવી સુખી થનારાં
બાળકોને આ 'બાળ
ઉદ્યોગ' નામનું નાનું
સંક્ષિપ્ત પુસ્તક અર્પણ
કરવાનું હું યોગ્ય
માનું છું.

કર્ત્તા.

# પ્રસ્તાવના.



'પુસ્તક કરતાં પ્રસ્તાવના મોટી!' આવું આશ્ચર્ય માનનારા ગૃહસ્થોને નમ્ર વિનંતી કરી કહિશું કે, હીરો કદમાં નાનો, અને પથ્થર છતાં કિમતી કેમ હશે? અમૃતનું બિંદુ માત્ર, ચિરાયું કેમ હશે? પ્રત્યુત્તરની જરૂર નથી. કદની કિમ્મત કરતાં વસ્તુ પદાર્થની મહત્તા મોટી છે.

કિન્ડરગાર્ટન રૂઢીની નવી કેળવણીના બે ભાગ કરેલા છે પ્રથમ ફ્રોએબેલીયન રૂઢી અને બીજી હરબાર્ટિયન-ફ્રેડરીક ફ્રોબેલ્સની રૂઢી, બાળકોને માત્ર દૃષ્ટિ કેળવવામાટે પુરતી છે, ત્યારે હરબાર્ટ સ્પેન્સરની નવી રૂઢી, નીતિ માર્ગે મન અને તર્ક ખીલવવામાટે સંપુર્ણ છે. નાનાં ઉધરતાં બાળકો, જે માત્ર કેળવણીના પ્રકાશના સુર્ય કીર્ણને જોય છે, તેઓને માટે મૂળ કર્ત્તા ફ્રોબેલે પોતાની રૂઢીને બાળ હાથમાં માત્ર રમત દાખલજ આપવા કહી છે. તે રમનારાં બાળકોની ઉમ્મર પ્રથમ ત્રણ વર્ષની ઠરાવી છે. ફ્રૉબેલની પેહલીથી સાતમી બક્ષિસ સુધી બાંધકામની બાબત છે, તે માત્ર પાંચ વર્ષના બાળકે પુરી કરવી જોઇએ. તે પછીની તેર બક્ષિસોમાં-કડીયો-ભરત ચિત્ર અને વણવા-ગુંથવાનું તથા બીજી તરેહવાર ચીજો બનાવવાનું આવે છે. પણ હરબાર્ટે તો માત્ર બાળકોને શીખવવાની રૂઢીજ બતાવી છે. સ્વર-વ્યંજન-બારાક્ષરી નામ અને કલ્પના શક્તિને વધારે ખીલાવે તેવા સરળ પણ સંગીન વિષયો શીખવવાની રીત દેખાડી છે. આ બન્ને રૂઢી બહુજ પ્રશંસા પામેલી

છે. પણ તે પશ્ચિમ પ્રદેશના રીતિ-રિવાજ દેશ કાળ અને સંસાર વહેવારને વધુ અનુકૂળ આવી શકે, એવી કર્ત્તાની રચના છે. આપણો દેશી સંસાર વહેવાર, રીતિ-રીવાજ અને બાળ કેળવણીનું ધોરણ જુદુંજ છે. આપણા દેશની પ્રાથમિક શાળામાં પાંચ વર્ષ પછીનું બાળક શીખવા માંડે છે અને તે પણ વળી સ્વર-વ્યંજનથી શીખે છે; નહિ કે ઘરમાં કેળવાયલી માતાના હાથમાં થોડું કંઈ શીખ્યા પછીજ શાળામાં આવે છે. એ દેશોમાં આ નવી રૂઢી સાધારણ રીતે કુટુંબોમાં વપરાતી થઈ છે. તેથી શાળામાં આ બાબત શિક્ષણ આપવાની વધારે મહેનત પડતીજ નથી. માત્ર દૃષ્ટિગોચર શિક્ષણ આપવાની બાબત વધારે રહે છે, ને તે ખુબી હરબાર્ટ સ્પેન્સરની છે. આ દેશનાં બાળકોને આ રૂઢી કેટલે દરજ્જે અને કયા પ્રકારે અનુકુળ આવશે, એ માત્ર જોવાનું છે. અને જેટલું અનુકુળ આવે, તેટલુંજ શાળામાં કે ખાનગી શિક્ષણમાં દાખલ કરવાનું છે.

સરકારી ગ્રૅન્ડવાળી શાળાઓનાં ધોરણનું બંધારણ જ્યાંસુધી ફેરફાર સાથે નવું બહાર પડે નહિ, ત્યાંસુધી અમારા આધીન મત પ્રમાણે કિન્ડરગાર્ટન રૂઢીની જોઈએ તેવી ફતેહ થાય નહિ. વળી આ રૂઢી ટ્રેનિંગ કોલેજમાં દાખલ કરે નહિ, અને જ્યાંસુધી તેમાં પસાર થયેલા શિક્ષકો, આ રૂઢી અનુભવે નહિ, ત્યાંસુધી રૂઢી પણ તેનો પ્રસાર પુરતો ફેલાવો પામે નહિ. વળી એ માટે પ્રથમ મુંબઈ ઈલાકાનાં કેળવણીખાતાં તરફથી કંઇ ઉપાય લેવાઈને, નવી યોજના ઘડાય નહિ ત્યાંસુધી ગુજરાત, કાઠીયાવાડ અને ઈલાકાની પ્રાથમિક શાળાઓમાં શીખતાં બાળકો લાભ લઈ શકે નહિ. અને તેમનાપર સખતાઈનું શિક્ષણ પડેલું છે, તે ઓછું થઈ શકે નહિ!

મુંબઈની કેટલીક સ્વતંત્ર હસ્તકની કન્યાશાળા અને હાઈ સ્કુલોએ આ રૂઢી દાખલ કરી છે, અને મુખ્યત્વે જરથોસ્તી છોડિઓવાળી નિશાળોમાં આ રૂઢી ફતેહમંદ થઈ છે. મી ચીજગરે, આ રૂઢીનું અનુકરણ એવી રીતે કરેલું છે કે, દરેક આપણા દેશની પ્રજા અને કુટુંબમાં, સંસાર વેહેવારી કેળવણીની રીતીએ ચાલી શકે! જોકે હજુ તેને ખરચાળ રૂઢી તરીકે કાયમ રાખી છે. અને તેમાં તેમણે સસ્તો સુધારો કર્યો નથી, એવું જેમના ધારવામાં આવેછે, તેમને અમારી વિનંતી છે કે તેમણે અમારો પ્રયત્ન તપાસવો. અમારી તરફથી 'કિન્ડરગાર્ટન ગ્રંથ-માળા'ના જેટલા ભાગો પ્રકટ થાય છે. તે દરેકમાં એવું ધોરણ રાખેલું છે કે ગામડાંની શાળાઓ પણ આ રૂઢીનું મંડાણ સસ્તી રીતે કરી શકે. આ પુસ્તકો, મુંબઈની ફોર્ટ હાઇસ્કુલ, પ્રોપ્રાઈટરી હાઈસ્કુલ, જરથોસ્તી છોડિઓની શાળાઓ, ગોકળદાસ તેજપાળ કન્યાશાળા, વગેરેમાં આ ઉપલાં પુસ્તકોના આધારેજ કિન્ડરગાર્ટન રૂઢીનું કામ ચાલે છે. અને તેથી અમે કહી શકીએ છઈએ કે આ પુસ્તકો મુંબઈ અને બહારગામની દરેક શાળાઓ, થોડા ખર્ચનાં સાધન વડે કિન્ડરગાર્ટન રૂઢી ચલાવી શકશે.

આ ફ્રોબેલીયન રૂઢીનું નાનું પુસ્તક, માત્ર તેમની ખાસ બક્ષિસનો સાર જાણવા માટે પ્રકટ કરેલું છે, તેમાં જોકે 'શિશુ શિક્ષણ' ઉપરાંત નવું કંઇ નથી, તો પણ શિક્ષકોને અને બાળકોને યાદ રહી શકે, અથવા માત્ર એક નાની કવિતાથીજ, દરેક બક્ષિ-સનો સાર સમજી શકે તે માટે પ્રકટ કરેલું છે. આ સ્થળે એટલો ખુલાસો કરવાની જરૂર છે કે, જે જે શાળાઓમાં આ રૂઢીનુ શિક્ષણ ચાલે છે, તેમાં અસલ શિક્ષણ તદ્રૂપ આકા-રમાં રજુ કરેલું નથી પણ ખપ જેટલો ભાગ જ દાખલ કરેલો છે.

જોકે તેમાં કોઇ બક્ષિસનો અંશ રહી જતો નથી, તોપણ દરેકે દરેક ચીજ શીખવવામાં આવતી નથી. દેશ, સંસાર, બાળકની અવસ્થા અને શાળાની હાલત જોઇને, જેટલું અનુકુળ આવે તેટલુંજ ચલાવવામાં આવે છે. હવે જોવાનું માત્ર એટલુંજ છે કે મુંબઇ ઇલાકાનાં કેળવણીખાતાં તરફથી આ રૂઢીને કયા પ્રકારે ઈનસાફ મળે છે.

આ રૂઢી શાળાઓમાં સાદર પામીછે, તેમજ ખાનગી કુટુંબોમાં પણ ફેલાવો પામીછે. એ તેના હિમાયતીઓને હરખાવનારૂં તેમ તેના વિરોધીને ચોંકાવનારૂં છે.

આ પુસ્તકને મોટા કદનું અને ઘટતા નમુના સાથે પ્રકટ કરવાનું ધારેલું હતું, પણ કેટલાક સંજોગો વચ્ચે હાલ મુલતવી રહેલું છે, જે પ્રસંગોપાત વખત પોતાનું કામ કરી લેશે.

વર્ષા ઋતુ. ૧૯૫૫
મુંબઇ નગરી.

કર્ત્તા.



દેલવાડાકર સીરિઝ

# ફ્રોબેલીયન રૂઢીના આધારે

# બાળ-ઉદ્યોગ

અથવા

# શિશુ-શિક્ષણ.



( સંક્ષિપ્ત-કવિતામાં )

## બક્ષિસ—પેહેલી

## છ દડા.*

હીરછંદ—(પીલુ-રાગ)

ગોળદડા-ઓલજરા-દોડ રૂડા રંગમાં;
ત્રણ ત્રણ મળી રોજ રમો, સંપ ધરી સંગમાં- ૧

---

* 'શિશુ-શિક્ષણ' માંહેથી સ્વીસ્તર વર્ણન જોવું. એક પછી બીજી બક્ષિસનો ચાલુ સંબંધ છે, તે પ્રયોગ કરી બતાવવો સદરહુ કવિતામાં જે જે સાર સમાયલો છે. તેનું છુંટું છુંટું વર્ણન પુછવું. આ બક્ષિસ શીખવતી વખતે દડા, બાળકોને હાથમાં આપતાં પ્રથમ તેની ઘોડી ઉપર ટાંગી બતાવવા-આ ઘોડી, એજ બક્ષિસના બાકસમાં આવેછે. ગાયન ગવરાવતાંજ રમત કરાવવી.

ઉન સરસ અંગધરી શોભતા સુઢંગમા,
લાલ પીળો આસમાની, કેસરી સુરંગમાં;
જો રે લીલો જાંબુડો, જણાય મિશ્રરંગમાં— ૨
ગોળ ચપળ નરમ વજનમાંય હલકા અંગમાં,
વાર આંક–ગણિત તું ગણાવતો સુનંગમાં;
સાથ તું રમાડતો કૂદાવતો ઉમંગમાં— ૩
જમીન સાથ ગેલકરી ઉડતો તું ગગનમાં,
અરસ પરસ હાથે જઈ દોડતો તું મગનમા;
રોજ રંગ રાગમાં રમે દડા સુસંગમાં— ૪

---

# બક્ષિસ—બીજી

## ગોળો-ઘન-લંબવર્તુળ.*

### મહિદીપ છંદ.

ઉન રબરથી અધિક લાકડાનો ગોળો,
વજનમાં અધિક ઠીક બાળ હાથ તોળો;
પૂર્વનો સંબંધ સાથ, ગોળ અંગ માંહે,
આકૃતિ ગણાય એક, બાળકો જે ચાહે 1
ઘન ચોરસ આકૃતી, સંબંધમાં જણાવે,
આઠ ખૂણ, બાજુ છ, દિશા ખૂણા બતાવે;
સાથ લંબવર્તુળ આકાર જો જણાયે,
પીપ કે જણાય પૈડું એમ તો ભણાયે. ૨
બાળ રમત ગમત સાથ જ્ઞાન જે મળે છે,
આકૃતિ જુદી જુદીજ બાળકો કળે છે;
પેલી બક્ષિસે દડા, સંબંધમાં આ બીજી,
તેજ ચાલુ છે સંબંધ આકૃતિ જો ત્રીજી ૩

---

* આ ત્રણ વસ્તુ પણ ઘોડીપર ટાંગીને પ્રથમ બતાવવી જોઇએ.

# બક્ષીસ-ત્રીજી

## ઘન.*

### નારાચ છંદ

જુવો રસીક બાળકો રમુજી પેટી દાખવું,
દરેક એક ભાગને છુટા કરી બતાવું હું;
પહેલી આકૃતી બનેલી ચોરસી પડેલી જો,
ઘને લપેટી એક યજ્ઞવેદી જેવી પેલી તો.
બધા મળી દિસે ઘનોજ આઠ એક ઈંચના,
છ બાજુ આઠ ખૂણ છે, દિશા ભૂગોળમાં ભણ્યા;
વળી હિસાબ આંક થાય ને ગણાય છે બધા.
જુદી જુદીજ આકૃતી બને રમુજી સર્વદા.

### દોહરો.

**જ્ઞાન અને સૌંદર્યના-વળી જીંદગી સાથ;**
બને **આકૃતિ** બહુ બહુ, જાણે જે જન વાત.
એક એક સંબંધથી, બને નમુના હાથ;
**એક થકી જે પાંચમો, ભલો નમુનો** ભાત.

* 'શિશુ-શિક્ષણ' માંહેથી ત્રીજી બક્ષિસના નમુના ૧થી ૫ સુધી શીખવતાં પ્રથમ-નમુનો ૪થો પમો બતાવી, એક બીજાનો સંબંધ સમજાવવો.

# બક્ષિસ-ચોથી

## લંબચોરસ-ઘન.*

### હરિગીત છંદ

ત્રીજી વિષે ઘન આઠ છે તેવાજ ઘન ચોથી વિષે,
છે ભેદ પ્હોળાઈ અને લંબાઇ જાડાઇ વિષે;
પ્હેલા હતા ચોરસ અને આ લંબચોરસ તો દિસે,
લંબાઈ, પ્હોળાઈ થકી બમણી બરાબર એ વિષે.
જાડાઈથી છે ચોગણી, જેથી કહે છે ઈંટ કો,
જો શીખવે તો બાળકોને ભેદ એ દેખાડજો;
છે ફેર આ લંબાઇ, પ્હોળાઈ અને ઉંચાઇમાં,
ત્રીજી અને ચોથી વિષે છે ભેદ એ સરખાઇમાં.
આકાર થાય અતી ભલા જુદા જુદા આકારના,
સૌંદર્યતા ને જીંદગી કેરા રૂડા વળી જ્ઞાનના;
જો જો છથી નવમાં નમૂનામાં ઘણા આકાર છે,
છઠ્ઠા અને જો સાતમામાં રંગ અપરંપાર છે.

---

* આ બક્ષિસના છઠ્ઠા-સાતમા નમુનામાં જીંદગીના આકાર બનાવવાના ( ૫૦ ) આકાર છે અને તે સિવાય-આઠમા અને નવમા નમુનામાં પણ જુદા જુદા આકાર સમાયલા છે.

# બક્ષિસ પાંચમી

## દરેક દિશાએ દુભાગેલા ધન.*

### દોધક છંદ ( પીલુ )

પાંચમી બક્ષિસ પ્રીતથી પેખો,
ચોથી તણોજ સંબંધજ લેખો ;
છે ધન સર્વ સતાવીશ એમાં,
ભાગ પડેલ દિસે બહુ તેમાં.
જે ત્રણના અર્ધા ધન પાડયા,
ને ત્રણના વળી પા'જ બનાવ્યા;
સર્વ મળી ગણજો ધન એવા,
ઓગણચાળીસ થાયજ તેવા.

---

* ધનની સમજ—કુલ એક ધનમાં ૨૭ છે.

| | | |
|---|---|---|
| પણ તેમાં | ( ૨૧ ) આખા ધન છે. | ૨૧ |
| | ૩—અર્ધા ધન છે. | ૬ |
| | ૩—પા ધન છે. | ૧૨ |
| | ( ૨૭ ) | ( ૩૯ ) |

બધા મળીને કડકા ( ૩૯ ) છે. આ કડકાઓ વડે દસથી સે.ગા સુધી નમુનામાં બતાવેલા આકારો થઈ શકે છે.

છે ઘન આ પહેલા થકી મોટા,
ભાગ પડેલ દિસે કંઇ છોટા;
આકૃતિ સુંદર થાય મઝાની,
જીંદગી કેરી બનાવ તું જ્ઞાની

---

## દોહરો

દેખ નમુના દસ થકી, વળી અગિયારેં અપાર:
તરેહવાર ચીજો બને, થાય ભલા આકાર.
ત્રણ વર્ષનું બાળક શીખે, પુર્ણ કરે વય પાંચ;
એક વરસ અદકું શીખે, તો નહિ આવે આંચ.
કિનરગાર્ટનની રૂઢી ફ્રોબેલે કરી જેમ;
બાળક શીખે હેતથી, રમત ગમતમાં એમ.
દસથી સોળ સુધી જુવો ભલા નમુના ભાત;
કિન્ડરગાર્ટન શીખતાં, ઠરશે દૃષ્ટિ હાથ.

---

# બક્ષિસ છઠ્ઠી

## દુભાગેલા લંબચોરસવાળો મોટો ઘન*

### હરિગીત છંદ.

ચોથી અને છઠ્ઠી તણો સંબંધ એક ગણાય છે,
ત્રીજી અને જો પાંચમી સાથે કંઇ પંકાય છે;
આ બક્ષિસે ઘન સર્વ સત્તાવીશ તો લેખાય છે,
આખા અઢાર અને છ ચોરસ, થાંભલા ત્રણ થાય છે:
આવી રીતે છત્રીસ કડકા, એક ઘન અંકાય છે,
જુદા જુદા આકાર બાળક જો કરે તો થાય છે;
જે લંબચોરસ–ચોરસા–ને થાંભલા પેખાય છે,
આકાર બાંધે જીંદગીના તો ભલા બંધાય છે.
સત્તર અને સાથે અઢાર તણા નમુના દાખવ્યા,
વાડા–અને ઘર છાપરાં વળી થાંભલાઓ તો થયા;
બીજા નમુના બે જુવો ઓગણીશ ને વીશ એકઠા,
સૌંદર્યતા ને જ્ઞાનના આકાર કીધા છે ખડા.

* ૨૭–ઘન—તેમાં ૧૮ આખા–૧૮
૬–ચોરસ–૧૨ } બે ભાગે
૩–ચોરસ– ૬ }

૨૭ ૩૬

## બક્ષિસ-સાતમી

આકૃતિ ગોઠવવાને માટે ચોરસ અને ત્રિકોણાકાર કડકા.

ચોપાઇ.

મન ખીલવે પ્રત્યક્ષ પદાર્થ,
રમત ગમતમાં સરશે અર્થ;
બચપણમાં જે નજરે પડે,
મોટા થાતાં મન પર ચડે.
છઠ્ઠી બક્ષિસ જાણી સહુ,
સાતમીનું હું વર્ણન કરૂં;
નક્કર ચીજો બાંધી ઘણી.
હવે બાંધીશું સંખ્યા ગણી.
ચોખૂણ કાટખૂણા ત્રિકોણ,
સમ બાજુ,ને વિષમ ત્રિકોણ,
એકવીશથી ઓગણત્રીશ,
કરો નમુના ટાળી રીશ.
આડી ઉભી લીટી કરો,
કાટખૂણા મોં આગળ ધરો.
પૂરા થાય અહીં આકાર,
બંને ઇમારત અપરંપાર.

---

# બક્ષિસ આઠમી

## આકાર બનાવવાની સળિયો.*

### ભુજંગી છંદ

પહેલી જુવો બક્ષિસો સાત સાથે,
પદાર્થો થયા ભાત ભાતે વિજાતે;
હવે તે ધનોની હતી ધાર કેવી ?
તપાસો સળી આ લઇ ચીપ જેવી !
સીધી-આંડી ને ઉભી રાખો ખુબીથી,
પછીથી કરો આકૃતિ સૌ ખુશીથી;

---

*નમુના-૩૦ થી ૩૨ માં નીચે પ્રમાણે નમુના થાય છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| બે | સળિયોના- | નંબર- | ૨૪ | થી | ૩૧ | સુધી. |
| ત્રણ | ,, | ,, | ૩૨ | ,, | ૪૦ | ,, |
| ચાર | ,, | ,, | ૪૧ | ,, | ૫૨ | ,, |
| પાંચ | ,, | ,, | ૫૩ | ,, | ૬૬ | ,, |
| છ | ,, | ,, | ૬૭ | ,, | ૭૩ | ,, |
| સાત | ,, | ,, | ૭૪ | ,, | ૮૭ | ,, |
| આઠ | ,, | ,, | ૮૮ | ,, | ૧૦૨ | ,, |
| નવ | ,, | ,, | ૧૦૩ | ,, | ૧૦૮ | ,, |
| દસ | ,, | ,, | ૧૦૯ | ,, | ૧૧૯ | ,, |
| અગ્યાર | ,, | ,, | ૧૨૦ | ,, | ૧૨૪ | ,, |
| બાર | ,, | ,, | ૧૨૫ | ,, | ૧૨૮ | ,, |

થશે લાકડી–મીણબત્તી વગેરે,
જુવોની નમુના ત્રીસેથીજ એ રે.
સળી ઈંચના બારમા ભાગ જેવી,
વળે વાંકી જેવી રીતે વાળ તેવી;
શરૂ બે સળીથી નમુના બનાવો,
કરો આખરે બાર બારે બધાંઓ.
બધા એકસો ને અડાવીશ થાયે,
તરેહવાર આકાર તેના જણાયે;
ગણો જો ગણિતે હિસાબોજ થાયે,
વળી આંક સારા ખુબીથી શીખાયે.

---

## નવમી બક્ષિસ.

## આકૃતિ કરવાને આખી અને અડધીકડિયો

### ચોપાઈ.

કડિયો ગોળ બનાવી એમ,
એકએકમાં આવે તેમ;
ચોવીસ આખી રાખી એમ,
ઉડતાળીશ અર્ધી રહે તેમ.
છેડાથી સંધાય સંબંધ,
એક બીજાંને કરતાં બંધ;
ગોળાકાર બહુ તે થાય,
જુવો નમુનો તો સમજાય.
મૂળાક્ષરના કર આકાર,
દાણા કાચ તણા મહિંધાર;
આંક અને સંખ્યા ગણ બાળ,
જુવો નમુના ચોવીસ હાલ.

# બક્ષિસ-દસમી.

## ચિત્રકળા*

દોધક છંદ.

સિધી લીટી પહેલી ચીતરીને,
આગળ ચાલ ઉમંગ ધરીને;
લીટી વડે શરૂઆત કરીને,
ચિત્ર બધાં ચિતરો વિચરીને.
સિધી થકી વળી વાંકી બનાવો,
આડી, ઉભી, તીરછી પણ લાવો;
ચોરસ ચોકડી ભાત બતાવો,
તે પછી ચિત્ર ભલાં ચિતરાવો.
રંગપૂરો રસભેર રસીલાં,
ચિત્ર બને નવરંગી નગીનાં;
જોતું નમુનૉ હશે ચિતરેલા,
પાંત્રીસથી પરખો જઇ વેલા.

* નમુના ૩૫ થી ૪૬ સુધી બતાવવા.

# બક્ષિસ અગ્યારમી ને બારમી.

## ( કાણાં પાડવાનાં તથા ભરવાના પદાર્થ )

### હરિગીત છંદ

ફ્રોબેલની બક્ષિસમાં સંબંધ જળવાતો જતો,
નક્કર પદાર્થ, સપાટ બાજુ, તે પછી સળિનો જથો;
દોરેલી લીટી જોઇને—આવ્યા હવે બિંદુપરે
કાણાં વડે કરીને નમુના તે પછી ભરશું ખરે— ૧
ચોરસ હશે ખાનાંજ તેવો પત્ર લેવો હાથમાં,
સાહી ચુસે તે કાગળો ઉપર મૂકો જો દાબમાં;
પા ઇંચ જેવી આરવાળી સોય હાથામાં જડી,
ને લેઈને કાણાં કરો જોઇ નમુના એ ઘડી— ૨
રંગીન સીસાપેનથી રંગો પુરો એ કામમાં,
દેખાય સુંદર વસ્તુ તે સંગીન શાળા ઠામમાં;
જોવાજ સુડતાળીશથી પચાસ નંબર પુસ્તકે,
ઉત્તમ પ્રકારે પેખ તું ફ્રોબેલની રૂઢી વડે— ૩

# બક્ષિસ—તેરમી.

## કાપવાના કાગળ=અને કકડા એકઠા કરવાના પદાર્થ.*

### ચોપાઇ.

કાગળ—કાતર—ચપ્પુ લઈ,
કરો નમુના ચંચળ થઇ;
સોળ ભાગ કાગળના કરી,
એક ભાગ મોં આગળ ધરી; ૧
ત્રિકોણ કર આકાર અપાર,
જોઈ નમુના સરખા ધાર;
ઉભી—આડી—તિર્કસ હોય,
તેમ નમુના કરવા સ્હોય. ૨
ચોરસ પણ કરવા આકાર,
વ્હાણ—પડીકાં. પંખા—ધાર;
કાણાં પાડી શીખે બાળ,
ભરત કામ જાણે તત્કાળ. ૩
ઉન પરોવી દોરા માંય,
કાગળ લઈ ભરજો તેમાંય;
બદામ લીંબુ—આકૃતિ થાય,
એકાવન—અઠ્ઠાવન માંય. ૪

---

* નમુના જોવા.

# બક્ષિસ ચૌદમી.

## ગુંથણીના અથવા વણવાના પદાર્થ

### ચોપાઇ.

કાગળની પટી લઈ હાથ,
ગુંથ સાદડી સારી જાત;
કાપેલા કાગળ દેખાય,
પટ્ટી કરેલા પેટીમાંય.
તે પટ્ટીએ પરોવી સોય,
એક એક, આંટે જો પોય;
થશે સાદરી સુંદર આજ,
ગુંથણનું સહુ સરશે કાજ.
ઓગણસાઠ નમુના માંય,
કામ બધું નજરે દેખાય;
તે પરમાણે સઘળું કરો,
તરેહવાર આકારે ઠરો.
કાગળ બદલે લે મસલીન,
અગર ચામડું, રેશમ ઉન;
તેની દોર વડે ગુંથાય,
આ બક્ષિસનો એ મહિમાય.

# બક્ષિસ પંદરમી.

## ગુંથવાની ચીપો-

### દોહરો.

નવું નવું કંઈ દેખશો, એકેક બક્ષિસમાંય;
પણ સંબંધ જશે નહિ, ખુબી એ કહેવાય.
આગલી બક્ષિસમાં હતી, કાગળ કેરી ચીપ;
આ બક્ષિસે એવડી, વાંસા કેરી ચીપ.
નહિ જાડી નહિ પાતળી, નહિં–બરડ કહેવાય;
કહેવાયે પણ લાકડું, સાંભળ તે મહિમાય–
લાંબી છે દશ ઇંચની, પહોળી સાડાત્રયણ;
ભાગ સોળમો જાડી છે, બાર નંગ એ ગણ.
વાડ–છાપરાં ભાગમાં, વપરાયે છે જેમ;
દરવાજે કે જાળીયે, અહીં વાપરો તેમ.
આડી–ઉભી–તિર્કસી–જમણા છેડા સાંધ;
વચ્ચે એકજ મુકીને–જાણે મજબૂત બાંધ.
એ રીતે આકાર કર, જોઈ નમુના જાત;
પાંસઠમો નમુનો જુવો, દેખાશે બહુ ભાત.

---

# બક્ષિસ સોળમી.

## ઘણી સાંકળોવાળી ચીપો.

### ચોપાઈ.

લીટી ખૂણા જાણતાં શીખે સાથ ગણિત;
સાંકળો વાળી ચીપથી, રાજી થાયે ચિત્ત.
ચાર છ આઠજ, સોળ છે, ચીપો આ બક્ષિસ;
આડી ઉભી તિર્કસી, લીટી દોર આ દીશ.
કાટખૂણો ચોરસ અને જોડી દે જો સાથ;
આકારો થાયે નવા, એજ અધિક છે ખ્યાત.
નથી નમુના તેહના, નથી નવીન અધીક;
સાદું ને સહેલું છતાં, સંગીન છે એ ઠીક.

# બક્ષિસ સત્તરમી.

## એક બીજાને વળ દઈ ગુંથવા માટેના પદાર્થ.

### દોહરો

પંદરમી બક્ષિસને મળતી છે આ રીત;
આકારો બહુ થાય છે, ચંચળ રાખો ચિત્ત.
પહેલાં ચીપો જે હતી, તે વાંસાની સોય;
આ ચીપો કાગળ તણી, પહોળી પણ તું જોય.
લાંબી લે દસ ઇંચની, પહોળી પોણો ઇંચ;
સાત મીં[1]ની લઇ આકૃતિ, આકારો કર વીસ.
ચોરસ તિર્કસ આકૃતિ, કાટ ખૂણો પણ થાય;
કરતાં ચોકસ આકૃતિ, એક બીજી સંધાય.
અડસઠમો નંબર જુવો, ભલા નમુના ભાત;
પટ્ટીથી વળ દઈ કરો, ગુંથણ કામ સુજાત.

---

૧. સાતમી બક્ષિસ માંહેના નમુના પ્રમાણે.

# બક્ષિસ અઢારમી.

## કાગળની ઘડી વાળવાના પદાર્થ.

### ચોપાઈ.

લખવાના કાગળ લે બાળ,
અરધો તાવ બરાબર ધાર;
તે કાગળ ખૂણાથી વાળ,
અર્ધ જગ્યા રોકે તત્કાળ.
બે બાજુ થાયે ત્રિકોણ,
વચ્ચે લંબ ચોરસ જો કોણ;
એ રીતે કર બહુ આકાર,
જોઈ નમુના કાગળ વાળ.
વળી મેજ હોડી ને વ્હાણ,
ફુલદાની કે ટોપલી જાણ;
ઓગણોતેર અને સીતેર,
જોઇ નમુના કર નહિ દેર.

---

# બક્ષિસ ઓગણીસમી.

## વટાણાના કામમાં વપરાતા પદાર્થ.

### દોહરો.

આઠમી બક્ષિસમાં કર્યા, સળિના જે આકાર;
તે રીતે કરવા થકી, લહો વટાણા સાર.
પાણીમાંય પલાળીને, ધરો તારની માય;
કરો આકૃતિ નવનવી, જેથી મન રીઝાય.
ચોરસ કાટ ખુણા અને ત્રિકોણ તેથી થાય;
પલંગ ખુરસી, મેઝ પણ જેનાથી પંકાય;
બક્ષિસ જો બહોતેરને તોતેરે છે અંત;
મઝા પડે, સહેલી ગણે, બાળક રાખે ખંત.

# બક્ષિસ વીસમી.

## માટીના નમુના કરવાના પદાર્થ.

### દોહરો.

હુન્નર શીખે બાળકો, રહે સાફ જો અંગ;
ખુબી જણાયે તેહની, જેનો અધિક ઉમંગ.
માટી મેલી ચીજ છે, તોપણ ડાઘ ન દેખ;
સફાઈમાં સુંદર દિસે, કામ અંગ બહુ પેખ.
માટી લેવી ચીકણી પાણી નાંખો માંય;
મસળો તેને જોરથી લીસી જેથી થાય.
તેની કરજો આકૃતિ, ઘંટી ઘોડા, એમ;
વળી પૂતળી કૂતરૂં, બનાવજો ધરી પ્રેમ.
છેલ્લો હુન્નર જાણવો, ફ્રેડરીક ફ્રોબેલ;
હાંડી કુલ્લી કોડિયાં ઘડો તપેલી, સ્હેલ.
જુવો નમુનો નિરખીને, ચતૂર ચુમોતેર.
બાળક હુન્નર પુર્ણ છે, આ ઠામે, દર શેહેર.

## ફ્રોએબલ્સની વીસ બક્ષિસની યાદ.

### ઝિંઝોટી–(નાટક દુનિયાનું દર્પણ) રાગ

આ બાળ બાગનો ઉદ્યમ શીખવા સૌ બાળક આવો:
લ્હો કિન્ડરગાર્ટન તણા માળી ફ્રોબેલ તણો માવો. ટેક.
દીધી વીસ બક્ષિસ ભાત ભાતની લ્હો તેનો લ્હાવો;
'શિશુ શિક્ષણ' પર ચાલો તો શિક્ષકને સૌ ભાવો ૧
આ પહેલી બક્ષિસ પરખો–સૌ દડા જોઈને હરખો.
તીન રંગ દિશા ગતિ તણો ભાવ બહુ સમાવ્યો ૨
બીજી બક્ષિસ જો ન્યારો––ગોળો ઘન છે લાકડાનો;
લંબવર્તૂળ ત્રણ વસ્તુ સાથે આગળ સરખાવો ૩
ત્રીજી બક્ષિસ ઘન ચોરસ–પેટીમાં કડકા આઠજ;
તરેહવાર આકાર બાંધણી ગણિતના હિસાબો. ૪
ચોથી પદાર્થ બતલાવે ઘન લંબચોરસ જો ભાવે;
રસિક આકૃતિ કરો બાળકો, મનને ઉદ્યમ ભાવે. ૫
પાંચમીમાં હુન્નર આવે, સતાવીશ ઘન બતલાવે;
હુન્નર કારિગીરિ રચના વસ્તુની બહુ આવે. ૬
સાતમીમાં એ ઘન જેવા, ટૂભાગેલા હોય તેવા;
બહુ આકૃતિ ગોઠવતાં શીખતાં બાળક ગાવે. ૭

---

## દોહરો.

નવમીમાં કડીઓ દિસે, અર્ધગોળ ને ગોળ;
દાણા રંગીન નાંખતાં થાય હિસાબ અમોલ.
દસમીમાં છે ચિત્ર જે, કામ મનોહર હાથ;
લીટીથી શરૂ જો કરે. ચિતરે ચિત્ર અગાધ.
અગ્યારમી ને બારમી, ભરતકામ અગણિત;
કાણાં પાડી કાગળે, ભરો ભરત ધરી ચિત.
કાગળ વાળો તેરમા કરો અમુલ્ય આકાર.
ચૌદે ગુંથો ગુંથણી કાગળ પટ્ટી ધાર.
પંદરમાં પણ ગુંથવું, સોળે સાંકળી ચીપ;
સત્તરમાં વળ દઈ ગુંથો, રાખી ચીપ સમીપ.
અઢારમી કાગળ વડે કરો રૂડા આકાર;
વ્હાણ હોડી ને ખૂરસી પંખા સુંદર બાળ.
ઓગણીસે સળી લેઈને, પરોવ વટાણા સાથ;
વીસે માટી લેઇને કર વાસણ ભલી ભાત.
એ રીતે ફ્રોએબલની બક્ષિસપર ધર ધ્યાન;
નજર ચપળ રાખીશ તો મળશે તુજને માન.

---

સમાપ્ત.

'દેલવાડાકર' સીરિઝ.

# હરબાર્ટિયન રૂઢીના આધારે.

| | કિંમત. રૂ. આ. પૈ. |
|---|---|
| કિન્ડરગાર્ટન શિક્ષણ પદ્ધતિ .. ... ... ... | ૦— ૪— ૦ |
| કિન્ડરગાર્ટન અથવા બાળ શિક્ષણ. મૂળભાગ ... | ૦— ૨— ૦ |
| કિન્ડરગાર્ટન અથવા બાળ શિક્ષણ... ... ... ભાગ ૧ થી ૩ ... ... ... ... ... | ૦—૧૨— ૦ |
| બાળ કસરત અથવા અંગ બળ ... ... ... | ૦— ૨— ૦ |
| બાળ ઉદ્યોગ અથવા શિશુશિક્ષણ ... ... ... | ૦— ૪— ૦ |
| બાળ કહાણિયો ... .. ... .. ... ... | ૦— ૨— ૦ |
| બાળ બાગ—ભાગ ૧ ... ... ... ... ... | ૦— ૪— ૦ |
| બાળ બાગ—ભાગ ૨ ... ... ... ... ... | ૦— ૬— ૦ |
| કિન્ડરગાર્ટન પાઠમાળા ભાગ—૧ ... ... ... | ૦— ૨— ૦ |
| ,, ,, ભાગ—૨ ... ... ... | ૦— ૪— ૦ |
| ,, ,, ભાગ—૩ ... ... ... | ૦— ૪— ૦ |
| બાળકોની રંગભૂમી ... ... . ... ... | ૦— ૨— ૦ |
| કાઠિયાવાડની સં. ભૂગોળ ( કવિતામાં ) ... ... | ૦— ૨— ૦ |
| મુંબઇ ઇલાકાની સં. ,, ,, ... ... | ૦— ૨— ૦ |
| બાળ શિક્ષણ ગરબાવળી ... ... ... ... | ૦— ૪— ૦ |
| સ્ત્રી કેળવણી ... ... ... ... ... ... | ૦— ૨— ૦ |

રચનાર—ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

ઠેકાણું—એન. એમ. કું. કાલબાદેવી—મુંબઇ.